स्वदेश भक्तिमाला पुस्तक १ लुं.

# જર્મન જાસૂસ સ્ત્રી

યાને

## સ્વદેશ ભક્ત રૂશિયન



। સેવા રાષ્ટ્ર-ઉન્નતિ બતાવનારું [illegible]
[illegible] નવ નાગરી [illegible]. કર્તા અં. ન. શાહ

{પ્રકાશક}

ભીખાભાઈ છોટાલાલ ચોધરી જમાલપુર--અમદાવાદ

કિં. ૦-૪-૦

સ્વદેશ ભક્તિ માલા—પુસ્તક ૧ લું.

ૐ

# જર્મન જાસૂસ સ્ત્રી

યાને

## સ્વદેશભક્ત રૂશીયન !

जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ॥

પ્રયોજક,

અંબાલાલ નરસિંહલાલ શાહ

હળધરવાસવાળા—મહેમદાવાદ થઇને.

પ્રકાશક,

ભીખાભાઈ છોટાલાલ ચોધરી

જમાલપુર—અમદાવાદ

પ્રત ૫૦૦ ÷ આવૃત્તિ ૧ લી.

સને ૧૯૧૯ ( સર્વ હક્ક સ્વાધીન ) સંવત ૧૯૭૫

આ પુસ્તક પોતાના શ્રી ધ્રુવ પ્રિન્ટીંગ પ્રેસમાં

ભગવાનદાસ ભોગીલાલ ધ્રુવે છાપ્યું.

ઠે. જમાલપુર—અમદાવાદ

કિંમત રૂ. ૦—૪—૦

૯૪૦૧

# ઉપોદ્ઘાત



સ્વદેશાભિમાન એ દરેક રાષ્ટ્રનું ભૂષણ, ગૌરવ અને કલ્યાણ છે. જે દેશમાં સ્વદેશાભિમાનનો ફણગો તે દેશવાસીઓની હૃદયભૂમિમાં ફૂટયો નથી, તે દેશનું અસ્તિત્વ અને ગૌરવપૂર્ણ અભ્યુદય ઝાંઝવાના જળ સમાનજ છે એમ નિશ્ચય સમજવું. માટે કોઈ પણ દેશ એવો ભાગ્યેજ દ્દશ્યમાન થશે કે જ્યાં ઉપર્યુક્ત ગુણ ધર્માભિમાનની સમવસ્થાએ પ્હોંચેલો ન હોય. જ્યાં સ્વદેશભક્તિ અને તત્પ્રતિ વાત્સલ્ય રસ સર્વદા ઝરતો નથી ત્યાં તે દેશજ નથી—જ્યાં સ્વદેશાભિમાન છે ત્યાં તે દેશનું અસ્તિત્વ છે અને જ્યાં દેશ છે ત્યાં સ્વદેશાભિમાનની જરૂર છે. આંગ્લ કવિવર સર વૉલ્ટર સ્કૉટ (Sir Walter Scott) લે ઑફ ધી લાસ્ટ મીન્સ્ટ્રલ નામક કાવ્યમાં—

Breathes there the man with soul so dead,
Who ne'er to himself hath said this is my own
my native land?

ઈ. સ્વદેશભક્તિથી ઝરતી સુંદર રસમય કાવ્ય સરિતા હૃદયોર્મિઓને સ્ફુરાયમાન કરાવતી કરાવતી આગળ વધતાં કંઈ નવીનજ રસજ્યોતિનો અનહદ આનન્દાનુભવ કરાવે છે.

આ વાર્તામાં એક રૂશીઅન સેના નાયકની અપૂર્વ સ્વદેશભક્તિ અને સ્વદેશ પરાયણતાનું દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે. આર્યપ્રજાની જાહોજલાલીનું ભાન, એમનું ગૌરવભર્યું લાલિત્ય, એમના સ્વદેશ સ્વાતંત્ર્યનો પરમ જુસ્સો જોતાં પુનઃ સ્મરણ પથપર વિચરતુ આપણને જાગૃત થાય છે; તેમજ આપણને એવી પૂજનીય ભારત ભૂમિ માટે અતિશય અવર્ણનીય માનની લાગણી ઉત્પન્ન થાય છે.

પોતે પ્રથમ જર્મન સ્ત્રી જાસુસના ફંદામાં ફસાઇ જાય છે, સ્ત્રીની ચાતુરી અને તેની રમણીય મધુરતા, ચારૂતા તથા વાક્ વ્યવહાર કુશળતા—મિષ્ટભાષિણી—નો પ્રાબલ્ય આગળ ભલભલા ભુપીતા થઇ ગયા છે તો પછી આ સ્વદેશભક્ત એમ બની જાય તો, એમાં એનું શું ગજું? પ્રાયઃ સ્ત્રીના નચાવ્યા બધા નાચે છે એમ જાણી જર્મનસમ્રાટ્ પોતે પુરુષ જાસૂસ કરતા સ્ત્રી જાસૂસ વધારે પ્રેમાણમાં રાખતો જેથી કરીને તેમના પાપપંઝામાં ફસાવી તેઓ તેમનું કાર્ય ઘણીજ સહેલાઇથી કાઢી શકે; પરંતુ ભારતવર્ષ એમ નિકૃષ્ટ દશામા કદાપિ પણ આવ્યું નથીઃ—

ક્ષત્રાણિઓ વેરી થકી નિડર બની છે છે લડી!
ઇતિહાસ મોજુદ વાત છે વીરાંગનાથી છે ભરી!
પ્લાસી તણા રણક્ષેત્રમ. ને પદ્મિના પ્રબલા બની!
પતિ એક આર્યા માનતી પુષ્કળ હતી ભારત મહિં!

અંતે સ્વદેશ પ્રેમ અ તની ક્ષણે પુનઃ જાગૃત થાય છે અને દેશની આબાદી માટે નિડર બની રશિયનદેશના ગુહ્ય ગ્રન્થનો બચાવ કરે છે. ધન્ય છે એવા સ્વદેશ ભક્ત વીર પુરૂષને!

આવીજ રીતે બીજા કેટલાંક અનુક્રમે સ્વદેશભક્તિને લગતાંજ આવા નાના તેમજ મોટાં પુસ્તકો ભારતવીરગણને લગતાં પણ બહાર પાડવામાં આવશે, જેની પ્રસિદ્ધિનો આધાર વાચકવર્ગ ઉપર આવલંબી રહેલો છે, ભારતીય ન્યાયી રાજાઓ જે અત્યાચારથી સદા દૂરજ છે એમનાં ઉત્કૃષ્ટ દૃષ્ટાન્તો પુરા પાડવામાં આવશે, તે સઘ આસ્તે આસ્તે આપને જણાશે. **ભારત રાજા અને પ્રજા!**

અન્યાય—અત્યાચાર કરવો લોકપર એ દૂર છે!
અપકારને ભૂલી જવા ઉપકારથી ભરપુર છે!
પરપીડિત જનગણસુખ માટે જીવિત જ્યાં તૈયાર છે!
ને સાક્ષી રૂપે પારસીથી આજ હિંદુસ્તાન છે?

સ્વર્ગભુવનનો અત્યુત્તમ સ્વાદાનુભવ થવો એ સ્વદેશાભિમાનને બીધેજ છે. ધર્મના માટે જેટલું માન રાખવું આવશ્યક છે તેટલુંજ બલકે કહો કે તેથી વધુતર પ્રેમ દેશ દાઝને માટે આવશ્યક છે. દરેક દેશમાં સ્વદેશભક્તની સંખ્યા વધો અને તે દેશની અપ્રતિમ જાહોજલાલી વૃદ્ધિ પામો એજ અમારી અંતરીચ્છા સાથે અમે અમારી લેખિની સાથે વિરમીશું. અસ્તુ! **इति शिवम्**

મકર સક્રાન્તિ ૧૯૭૫. અંબાલાલ ન. શાહ

 નિવેદન 

આ વાર્તા જર્મનીના જાસૂસ ખાતાના કાવત્રાના ખ્યાલ આપવા સાથે રૂશીયન સ્વદેશભક્તિનો ઉત્તમ દાખલો પુરો પાડે છે. આ પુસ્તક એક હિન્દી વાર્તાના આધાર ઉપરથી તૈયાર કરાવવામાં આવ્યું છે.

અમારો વિચાર દરમહિને સ્વદેશ ભક્તિને લગતું એક એક પુસ્તક બહાર પાડવાનો છે, આ પુસ્તક પછી ફેબ્રુઆરીની આખરમાં "જન્મ ભૂમિનો દિવ્ય પ્રભાવ" નામની ફ્રાન્સના એક દેશભક્તની વાર્તા બહાર પડશે. અને જેની કીંમત પણ ચારજ આના રાખવામાં આવશે પરંતુ અગાઉથી નામ નોંધાવનાર પાસેથી પોસ્ટેજ ન લેતાં માત્ર વી. પી. સાથે પાંચજ આનામાં મોકલવામાં આવશે અને તે પુસ્તક પણ આ પુસ્તકના લેખક પાસે તૈયાર કરાવવામાં આવે છે.

આ સ્વદેશભક્તિનું પુસ્તક તૈયાર કરી આપવા માટે પ્રયોજક મી. અંબાલાલભાઇનો, તાકીદે છાપકામ કરી આપવા માટે ધ્રુવ પ્રિન્ટીંગ પ્રેસના માલીક ભગવાનદાસનો તથા હિન્દી વાર્તાના લેખકનો આ સ્થળે ખાસ આભાર માનુ છું.

મકરસક્રાન્તિ ૧૯૭૫ પ્રકાશક

# जर्मन जासूस स्त्री!

જર્મનીની રાજધાની સુપ્રસિદ્ધ બાર્લીન નગરમાં રેલવે સ્ટેશનની નિકટ એક બાહુ સુન્દર, ભવ્ય અને વિશાળ હોટલ છે આની ગણત્રી ઉચ્ચ શ્રેણીની હોટલોમાં થાય છે. આમાં લક્ષ્મીવાન પુત્રો હોય, કમાઉ હોય અને જાતે ખર્ચાળુ ટેવથી વિલાસી હોય તેજ આવી રહેતા હતા. આમાં વિલાસ લાલસા, મુગ્ધ સજ્જનોની વિલાસી ટેવ વધારે તીવ્ર બને એટલા માટે નિર નિરાળી ચીજો મોજુદ રહેતી હોવાથી, મોટા મોટા પ્રતિષ્ઠિત જમીનદાર, જાગીરદાર, ગ્રામ્યવાસી તથા સેના અને સિવિલ વિભાગોમાંથી ઉચ્ચ રાજકર્મચારી વિગેરે વિલાસ દેવી આગળ તેના સૌ ભક્તગણ બની વિશેષ કૃપાછાયા ઇચ્છતા હતા.

આજ એજ ઉપર્યુક્ત હોટલમાં એક રૂશિયન સજ્જન આવી રહેલા હતા. તેમના વિશાળ શરીરનું ઉન્નત વક્ષસ્થળ, ભવ્ય લલાટ, આજાનુલમ્બિત ( ઢીંચણ સુધી પહોંચતું ) બાહુ યુગલ, તેજસ્વી મુખ મણ્ડલ તથા ભવ્ય ભાવભંગીથી સારૂં પ્રકટ થતું હતું કે આ કોઈ ઉચ્ચ કુલોદ્ભવ તથા પ્રતિષ્ઠિત પુરૂષ છે. વાસ્તવમાં આ વાત પણ એવી છે કે આ રૂશિયન દેશના એક નામાંકિત પુરૂષ છે. એમનું નામ **કૌંટજેમ્નોફ્રોસ્કી.**

શિક્ષણ સમાપ્ત કરી રહ્યા બાદ કાઉંટ મહાશયે યુદ્ધ વિભાગમાં નોકરી કરી હતી, ત્યાંથી તેમની ઉત્તરોત્તર પદોન્નતિ થતી ગઇ. એઓ એક વખતે રશિયન સરકારના યુદ્ધવિભાગમાં એક મોટી ઉચ્ચ, પ્રતિષ્ઠિત તથા ઉત્તરદાયિત્વ પદપર એઓ પ્રતિષ્ઠિત થયા. એમનો

એ હોદ્દો જેવો તેવો ન્હોતો. તેઓ બરોબર જાણતા હતા કે તેમના રશિયન રાજ્યને વિશ્વાસઘાત કરવાથી દેશને બહુજ ધોકો પહોંચશે રુસ ગવર્નમેન્ટને તેમના એ યકિનપર પૂર્ણ શ્રદ્ધા હતી. રાજા પ્રજા સૌને પૂર્ણ ખ્યાલ હતો કે તેમનામા ગમે તેટલા દુર્ગુણ હો પરંતુ દેશ દ્રોહી નહિ જ થશે ને નહિજ થાય! આનુ નામ તે **સ્વદેશ પ્રેમ**-જનની જન્મ ભૂમિપર ચાટલ ભક્તિ માનો એવો રોજ વ્યવહાર થઈ પડવો જોઈએ કે દેશભક્તિથી બીજો કોઈ ધર્મ આ સંસારમા અસ્તિત્વ ધરાવતોજ નથી. આ સર્વ ધર્મનો રાજા છે આ ધર્મનો અનુયાયી બનનાર મનુષ્ય ઐહિક અને પારલૌકિક સર્વ પ્રકારની ઉન્નતિ કરી શકે છે. આ સર્વ ઉન્નતિઓનો મૂલમન્ત્ર છે. વળી દેશભક્તિ ઇશ્વરભક્તિથી કોઈ પણ પ્રકારે ઉતરતી નથી. માટે જે જે માણસ સાચો ધર્માત્મા બનવા ચાહતો હોય તેણે પોતાની દેશ માતા-પોતાની જનની જન્મ ભૂમિ-ના ચરણકમળપર પોતાનુ તન, મન અને ધન અર્પણ કરી દેવું જોઇએ. વાસ્તવિક રીતે આજ વિચારને લીધે કોટ સાહેબે એટલા માટે સૈનિક સેવા સ્વિકારી હતી કે જેથી ભવિષ્યમા દેશની આવી જરૂરીયાતના કામમા આવી શકે. નહિ તો તેમણે શામાટે ઘરમા કંઇ પણ પ્રકારની કમીના ન હોવા છતા નોકરી સ્વિકારવી જોઇએ? બસ, આટલીજ વાતપર મુગ્ધ થઇને તેમના દેશ-વાસીઓ તેના ચરિત્ર નાયિકાપર આખ મીચામણી કરી તેને સન્માન, વિશ્વાસ તથા શ્રદ્ધાની દ્રષ્ટિથી જોતા હતા.

**કાંટજેમ્નોફોસ્કીએ** જ્યારથી રશિયન યુદ્ધ વિભાગમા નોકરી કરવી શરૂ કરી ત્યારની તેમને ત્યાથી એક પણ દિવસની રજા ન્હોતી મળી. આથી રોજની એકની એકજ પ્રવૃત્તિમા નિમગ્ન રહેવાથી અથવા એકના એકજ સ્થળમા રહેવાથી તેમનો જીવ ત્યાથી ઉઠી ગયો હતો.

સરકારી કામથી ફુરસદ મળતી ત્યારે શ્રાન્ત મનને શાન્ત કરવાને-પોતાના મનને આનન્દિત કરવાને માટે-જે જે ઉપાયો યોજતા હતા તેય પણ હવે અસર કરવા ન લાગ્યા. પોતાને કંઈ પણ પ્રકારનો સંતોષ ન થવાથી છ માસની ત્યાંથી રજા લીધી. એ અવકાશના સમયાન્તરમાં પોતે દેશદેશાન્તરના ભ્રમણ કરવાનું ઉચિત ધાર્યું. બસ, આજ નિર્ણય ધારી કાઉંટ સાહેબ દેશ વિદેશના અનેક સ્થાનોમાં પરિભ્રમણ કરતા કરતા, ત્યાંથી નાના પ્રકારના આનન્દો, અનુભવો તથા આમોદ પ્રમોદના સુખ ઉપભોગ કરતા કરતા આજ ગર્વ દેવતાની પ્રત્યક્ષ કલાયુકત અવતાર, કૈસર વિલિયમના લીલા નિકેતન બર્લિન નીર્યમ પધાર્યા છે અને ઉપર જે સ્થાનનો ઉલ્લેખ થયો ત્યાં આવી એ હોટલમાં ઉતારો કર્યો છે.

૨

કાઉંટજેમ્નોફ્રોસ્કીને બર્લિન આવે આજ ચોથો દિવસ છે. પ્રાતઃકાળનો સમય છે! શીતલ સમીર મન્દ મન્દ આવે છે. સુંદર સુહાતી વૃક્ષની ડાળોપર રંગબેરંગી પક્ષિઓ મધુરનાદે ગાઈ રહ્યાં છે. ભગવાન ભુવન ભાસ્કર તેમની રશ્મિ રેખાઓવડે તુષારસિક્ત હરિત પલ્લવોપર પોતાની પ્રકૃત્તિદેવીને જાણે મોતિ ન હોયની! એવી શોભાનું ગૌરવભર્યું માન આપી રહ્યાં છે. આ પ્રાતઃકાલીન શોભાને-આ પ્રાકૃતિક સૌન્દર્યને-કાઉંટ મહાશય ઉદ્યાનની સામે આવેલી હોટેલના એક સુંદર ઓરડામાં બેસી એકી ટસે ઉતરાવી રહ્યા છે. એમનું ધ્યાન એકીટસે પ્રકૃતિદેવીથી અલંકારાયેલી શોભાને ઉષઃકાળમાં રમ્ય જણાતી જોઈ ઉલ્લસિત બની રહ્યા છે. ત્યાં આ વખતે હોટલના ત્યાંના નિમ્નપદસ્થ (છોકરો) કર્મચારી અંદર આવી તેમનું ધ્યાન જબરદસ્તીથી આકર્ષિત કર્યું. તેમણે પોતાનું શિર ઉંચુ કરી પુછ્યું:—

"કેમ, શું કામ છે?"

કર્મચારીએ ઉત્તર દીધોઃ—શ્રીમાન્, આપને મલવાંને માટે અત્યંત આતુર જણાતી એક નવ યુવતી સુન્દરી ઘણેજ દૂરથી આવી ઘણા વખતથી બ્હાર બેઠી છે. જો આપની આજ્ઞા હોય તો એ અન્દર આવે.

આ સાંભળીને તેમને બહુજ આશ્ચર્ય થયું.

એણે વિચાર્યું કે આ દેશમાં મારે કોઈની સાથે ઓળખાણ તો નથી તો પછી કોણ મળવા આવ્યું. પરંતુ '**નવયુવાન સુંદરી**' આ શબ્દ સાંભળી મ્હોમા પાણી ભરાઈ આવ્યું તેમણે તે નોકરને કહ્યું- " સારી વાત છે, જાઓ તેને મોકલો, હું ખુશીથી મળવા તૈયાર છું." નોકર બહાર ગયો તેના જવાની સાથેજ એક વીશ વર્ષની સુંદરીએ ઓરડામાં પગ મૂક્યો. તેની લાવણ્યમયી મનમોહન સુંદર મુર્તિને જોઈ કૌંટ સાહેબ ચોંકીને ઉઠયા ને સામા જઈને આવકાર આપ્યો. જ્યારે બન્ને જણે હાથ મીલાવી બેસી ગયાં ત્યારે તે સુંદરી મધુર, નમ્ર તથા વીણાના જેવા સ્વરથી બોલીઃ—"સાહેબ, ઓળખાણ ન હોવા છતાં પણ એક અજાણી સ્ત્રીની સાથે મળવાની કૃપા કરી તેને માટે આપને ધન્યવાદ આપુ છું અને મારા સાથે વાતચીતમાં જે સમય જાય તેને માટે ક્ષમા કરશો."

**કૌંટ**—સુન્દરી ? હું મને પોતાને ધન્ય માનુ છું કે—આપના જેવી સુજ્ઞ સ્ત્રીથી મળવાનો સુયોગ મળ્યો ! મને આપની મુલાકાતથી જે આનંદ થયો છે તેનું વર્ણન કરી શકતો નથી. તમે અહીં આવી મારા પર જે કૃપા કરી તેના માટે આપનો આભારી છું.

**સુન્દરી**—(હસીને) સાહેબ મારા પિતા જર્મન હતા પરંતુ મારી મા રૂશીયન હતી તેથી મને જર્મની કરતાં રૂશીયન ઉપર વધુ પ્રેમ છે, કારણ કે સ્વાભાવિક નિયમ છે કે—કન્યાનો માતાની બાજુ-

તોપર વધુ પ્રેમ હોય છે તે શું આપ નથી જાણતા? (કંઈક આંખ મટકાવીને) કાંઉંટ સાહેબ! રૂશીયન પુરુષોને જોઇ હું કેવી પ્રસન્ન થઉં છું? આહ! ભગવાન જાણે છે કે જર્મનીના લોકો રૂશિયન લોકોની સાથે પોતાનો મુકાબલો કરી શકે એમ છેજ નહિ.'

આમ બોલી એ રૂશિયન સજ્જનના મ્હોંને એકીટસે જોઈ રહી. આ જોઈ તેના આખા શરીરમાં વિજળીની ગતિ ગતિમાન જણાઇ. જેમ તેમ કરી એ બોલ્યો:—

'મને જણાય છે કે રૂશિયનોપર તમારી મોટી કૃપા છે, યુવતિ! શું ત્મારૂં લગ્ન થઈ ચુક્યું છે?'

**જર્મન રમણી**—'નહિ, હમણા નહિ: જલદી થવાની આશા પણ નથી, કારણ જર્મનોને માટે મને ધૃણા છે. હું તે કારણથી લગ્ન કરવા માગતી નથી. એજ કારણો લીધે ગઈ સાલ હું રૂશિયા જવાની હતી, પરંતુ મારી બિમારીને લીધે મારે એ વિચારને છોડી દેવો પડયો. પરંતુ હવે તો મારો વિચાર તદ્દન બદલાઈ ગયો છે. હું એમ વિચારૂં છું કે લગ્ન કરીને નકામી કલહે કરીને બન્ધનમાં પડું! પરતંત્ર જીવન વ્યતિત કરવા કરતા મને સ્વતંત્રતા પુર્વક જીવન નિર્વાહ કરવો એ અધિક સુખદાયક જણાય છે'

આ પછી રશિક શિરોમણિ કાઉંટજેમ્નોફેસ્કી અને આ ચૈતનનદગર્વા મુગ્ધા નાયિકાએ કેટલાયે કલાક લગી ઘુસઘુસ વાતો કરી.

અંતે વાત સમાપ્ત થઇ એટલે જતા જતાં એ ચતુરા રમણી ચિત્ત ચોરી જતી, નખરાં કરતી બોલી:—

'કાઉંટજેમ્નોફેસ્કી આજ સન્ધ્યાએ મ્હારે ત્યાં ભોજન કરવાની વાત ભુલતા નહિ. હું મારી ગાડીને આપને લેવાને વાસ્તે યથાસમય મોકલીશ, તેમાં જરૂર આવશો!'

આટલું કહી એ ચાલી ગઈ અને કાઉંટ ઉપર જાદુઈ અસર કરતી ગઈ.'

## ૩

બરોબર સંધ્યા સમયે ગાડી આવી, તેમાં બેસી કાઉંટ સાહેબ તે સુંદરીને ઘેર પ્હોંચી ગયા, તે ઘરની રમ્યતા, ઘરના તથા સજાવટ જોતાંવેંત એ સાહેબ સમજી ગયા કે એ રમણી અવશ્ય ધનવતી અને સાથે વળી શોખીન હોવી જોઈએ. વાતચીતમાં તે જાણી ગયાં કે તેની સર્વ મિલકતની એ એકલીજ સ્વામિની હતી અને એનું પુરૂ નામ કુમારી જેન ક્રોડર સ્મિથ છે.

જે સમયે કાંટજેમ્સ ફ્રેસી કુમારી જેનના મકાને પ્હોંચ્યા તે સમયે ત્યાં એક અન્ય સજ્જન ઉપસ્થિત હતા. એ સૌને આજ આ સુંદરીએ ભોજન કરવાને નિમંત્ર્યા હતા. એ રૂશિયન સજ્જનના ત્યાં પ્હોંચવાની સાથેજ ઘણાજ હાવભાવની સાથે એ નવયુવતિએ સ્વાગત કર્યું અને અન્ય ઉપસ્થિત સજ્જનોની સાથે એમનો પરિચય પણ કરાવ્યો. થોડીવાર સુધી તે સાધારણજ વાત ચાલી. ત્યારપછી ભોજનની સામગ્રીઓ પીરસાવવા લાગી. ભોજ્ય પદાર્થોમાં નાના પ્રકારનાં સ્વાદિષ્ટ ફળ તથા ઉત્તમોત્તમ અને મૂલ્યવાન મદિરાનો સ્વાદ તૈયાર હતો. સર્વએ યોગ્ય રીને પેટની પૂજા કરી અને પછી સર્વ ગૃહસ્થોએ જુગારનો આરંભ કર્યો. કુમારી જેનના આગ્રહને લીધે, કાઉંટ સાહેબને તેમાં પોતાનો હિસ્સો આપવો પડયો. લાંબા વખતને અંતે આ રૂશિયન અતિથિએ દાવપર દાવ જીતી સર્વને હરાવ્યા. આ વખતે અર્ધી રાત્રિ વ્યતિત થઈ ગઈ હતી. જલ્દી જલ્દી ઉઠી સઉ પોતપોતાને સ્થાને જવા તૈયારી કરવા લાગ્યા, કાઉંટ પણ

જવાની તૈયારી કરવા લાગ્યા, એટલે આ વખતે, સુંદરી જેને નિકટ આવી કહ્યું:—રાત બહુ ગઇ છે. હોટલમાં જવું આપને અત્યારે બહુ કષ્ટકર થઇ પડશે. માટે જો આપને અનુચિત ન જણાતુ હોય તો આજ અહિંજ વિશ્રામ કરો. આ સાંભળીને અમારા રસિકરાજ રૂશિયન કાઉંટ ફુલી ફુલીને દડો થઇ ગયા. માનો કે સ્વર્ગનું રાજ્ય મળ્યું, તેણે કૃપાપૂર્ણ પ્રસ્તાવના સહર્ષ સ્વિકાર કરી એ કામિનીને અનેકાનેક ધન્યવાદ આપ્યા.

બીજે દિવસે હોટલમાં જઇ કૌઉંટ જેમ્સ ફ્રોસ્કીએ શ્રીમતી જેનને ત્યાં સહર્ષે ભોજન કરવા નિમંત્રણ કર્યું. શ્રીમતીના પ્રસ્તાવાનુસાર આજના જમણ વખતે કાલ ભોજન પ્રસંગે હાજર રહેલા સજ્જનોને પણ નોતરવામાં આવ્યા હતા. યથાસમય સંધ્યા વખતે હોટલમાં એક ઓરડીમાં એ ચાણ્ડાલ ચોકડી એકઠી થઇ. ભોજન, મદ્યપાન, ગાન, જુગાર આદિનો વ્યવહાર પણ શરૂ કરવામાં આવ્યો અને અર્ધી રાત્રિ પસાર થઇ એટલે એનો અંત પણ આવ્યો. સહુજન પોતપોતાને ઘેર પહોંચી ગયા. કહેવાની કંઇ આવશ્યકતા નથી કે આજ સુંદરી જેને અધિક રાત વ્યતિત થઇ જવાને લીધે ઘેર જવાનું કષ્ટકર સમજી, કાઉંટની ઇચ્છાનુસાર હોટલમાં વિશ્રામ કર્યા.

બસ આ પ્રમાણે નિત્યપ્રતિ આનન્દોત્સવ થવા લાગ્યો. સાન્ધ્યભોજ, મદિરાપાન, જુગાર, નાચરંગ અને ગાવું બજાવું કાઉંટ તથા નવયુવતી જેનને રોજનો નિયમ થઇ પડયો. બન્નેમાં સંબંધ વધી ગયો.

આ પ્રમાણે પ્રમોદ અને ક્રીડા કૌતુકમાં કંઇક દિનો રાજી ખુશીમાં વીતી ગયા. એક દિવસે ભોજનની અંતે કાઉંટ સાહેબ જુગાર ખેલતા હતા ત્યારે તેમના એક પણ દાવ જીતમાં ન આવ્યો એ હારવા લાગ્યા. અત્યાર સુધી એમણે જે કંઇ જીત્યું હતું તે સર્વ

હરાયું-તેની પાસે જે નગદ રૂપિઆ માર્ગવ્યયને માટે હતા, તે પણ ચાલ્યાં ગયા. પુરા નંગ બહાદુર થઇ ગયા તો પણ આંખ ઉઘડી નહિ. તેમને એટલી જીદ્દ લાગી કે શ્રીમતી **જેન** પાસેથી પાંચસો માર્ક (જર્મનીના સિક્કા) એમણે ઉધાર લીધા. પરંતુ કિસ્મત કરે એ ખરૂં! એમની સઘળી બાજી ગાલી ગઇ. હવે એમની આંખ ઉઘડી, ખેલવું બંધ કર્યું. સૌ સૌને ઘેર ચાલી ગયા. બસ આજથી એમના આમોદ પ્રમોદ 'પ્રોગ્રામ'માંથી જુગારનું નામ' નાશ પામ્યું. જુગાર બંધ થયો, કિંતુ ભોજનપાન અને નૃત્યગાનમાં કંઇ કમી ના થઇ. તે પહેલાંની માફક ચાલવા લાગ્યું. સાચી વાત તો એમ છે કે રંગરેલનો પ્રવાહ ઓછો થવાને બદલે અધિક વેગે વધવા લાગ્યો

૪

કાઉંટજેમ્નોફેસ્કીને બર્લિનમા આવે આજ એક માસ પૂરો થયો છે, રાત્રિનો વખત છે. જર્મન સુંદરી શ્રીમતી **જેનને** ઘેર આજ આમોદ પ્રમોદ વ્હેલાં સમાપ્તિને પામ્યાં છે. ફક્ત નવ વાગ્યાં છે, પરંતુ વિલાસીતાદેવીના અન્ય ભક્તગણ ; ને કે કામ બતાવી વ્હેલા વ્હેલા પોતપોતાને ઘેર સીધાવી ગયેલા છે. કેવળ ભક્ત શિરોમણિ કૌંટ અને વિલાસિતાના સાક્ષાત્ અવતાર શ્રીમતી **જેન** તેને ઘેર એક ઓરડામા બેઠાં બેઠાં પ્યાલાપર પ્યાલા ચઢાવ્યા જતાં હતાં. સુરાપાન તો ઉભયા જણ કરતાં હતાં, પરંતુ એમાં એટલું અન્તર હતું કે **જેન** જ્યારે એક પ્યાલો પીતી હતી ત્યારે તેજ વખતની દરમિઆન કૌંટ બે ત્રણ પ્યાલા ગટગટાવી જતા. પીતાં પીતાં જ્યારે મદિરાના મદથી એ મત્ત બન્યા ત્યારે સુંદરી **જેન** તેની રસીલી આંખોવડે એક ગર્ભભેદી કટાક્ષ ફેંકી બોલી;—

'કેમ વ્હાલા કૅાંટ, કાલ તમે કહેતા હતા ને કે તમે શીઘ્રતાથી સ્વદેશ જવાના છો ? કેમ આ વાત સાચી છે?'

કૅાંટ—'હા, ઇરાદો તો એવો છે ખરો ?'

જેન—'તો તમારા વિયોગમાં મ્હારા દિવસો કેમ જશે ? મારૂં જીવન તમારા વિના કેવું નમાલુ થશે?' આમ કહી તેને ગળે એ હાથ નાખી-વિંટાવી મોહભરી આંખો ચમકાવી તેમના મ્હોંને એકીટસે જોવા લાગી.

હવે કૅાંટથી રહી શકાયું નહિ, તેના આખા શરીરમાં વિજળીનો પ્રચાર દૃશ્યમાન થતો જણાયો. એણે પણ તેને ગળે હાથ વિંટાળી તેના ગુલાબી ગાલોને કૈં વાર ચુમ્બનથી ભિંજવી બોલવાનું શરૂ કર્યું.

'પ્યારી જેન, ગાંડી છે? તને છોડીને હું ત્યાં કેવી રીતે જઇ શકું ? હું ત્હને મ્હારી સાથે રૂશિયા લઈ જઈશ!'

જેન—(હસીને) 'તો શું તમે અહિં મારા ઉપર પ્રેમ રાખો છો એવોજ પ્રેમ ત્યાં પણ રાખશોજ ?'

કૅાંટ—(ઉત્સાહથી) 'અરે! આનાથી પણ અધિક!'

જેન—'આ વાતપર મને કેવી રીતે વિશ્વાસ આવે?'

કૅાંટ—'પરિક્ષા કરો!'

જેન—'ભલે જો હું આ વાતની પરિક્ષામાં કંઇ પણ ચીજની માગણી કરૂં તે ચીજ આપશો?'

કૅાંટ—'અવશ્ય, જે માંગશો તે હું આપીશ. ત્હારા માટે મારો જાન પણ તૈયાર છે!'

જેન—'આ વાતને તમે ખુબ ધ્યાનમાં રાખજો, હાં! માંગ્યા પછી ઇનકાર ના જાઓ તે જોજો!'

કૅાંટ—'નહિ કદી નહિ! હું ઇનકાર નહિ કરૂં! દુનિયાંમાં એવી

કોઇ પણ ચીજ નથી કે જેની હું ના પાડું. તમે કંઈ પણ સંકોચ રાખ્યા વિના ચાહો તે માંગી લો!'

**જેન**—'ઠીક ત્યારે! રૂશિયન યુદ્ધવિભાગનો **ગુપ્ત સંકેત ગ્રંથ** મને આપી દો. આ ઉપરથી હું જાણી શકીશ કે મારા ઉપર તમારો સાચો પ્રેમ છે કે રૂશિયા ગયા પછી મને તમારી લુંડી બનાવશો!'

આ સાંભળતાં વેંતજ કોંટ ચોંકયો-તેમના કાનના પડદા ઉઘડી ગયા અને બધો નીશો ઉતરી ગયો. સ્હેજ તેનાથી દૂર ખસી આંખ ફાડીને એ જર્મન સુંદરીનું મુખ જોવા લાગ્યો. કેટલીકવાર ચુપકીદી પકડી પછીથી એને પુછ્યું—

'કેમ સુંદરી, આ ગ્રન્થને તમે શું કરશો?'

**જેન**—(કંઈક ગંભિર બની) મ્હેં તમને કયારનુંએ કહ્યું છે કે આ માંગવામા મ્હારો ઇરાદો તમારી પ્રેમ પરીક્ષા કરવાનોજ છે.'

**કોંટ**—(ઉદાસ બની) 'પરંતુ એતો મારી પાસે નથી, જેન!'

**જેન**—તમે જુઠું બોલો છો, કોંટ! મને આ વાતની પુરેપુરી પક્કી ખબર મળી છે કે તમે જ્યારે ઘેરથી નિકળ્યા ત્યારે સર્વ આવશ્યક ચીજો સાથે તમે આ ગ્રન્થ કેઇ પણ ક્રમ રાખ્યા છે, કારણ કે તમે જાણતા હતા કે વિંટરમાંથી રૂશિયન યુદ્ધવિભાગને તારદ્વારા સમાચાર મોકલવામા આ ગ્રન્થની સહાયતા વિના જરા પણ ચાલે તેમ નહોતું. મને એટલું પણ માલુમ છે કે એ પુસ્તક તમે રસ્તામા ખોઈ પણ નાખ્યું નથી, કારણ કે એને તમે પ્રાણથી અધિક સાચવતા હતા.

**કોંટ**—(આશ્ચર્યમાં ડુબી) 'તમે એ સર્વ વાત કયથી જાણી?'

**જેન**—(બનાવટી વાત કરી) 'તમેજ મને એક રાત્રિએ આ વાત કરી હતી!'

કેંટ—ઠીક, પણ જો હું આ ગ્રન્થ તમને ન આપું તો?'

જેન—(સ્વાભ કરી) તો તમે રૂશિયા જઇ શકશો નહિં, કારણ કે તમારી પાસે કંઈ પૈસો નથી. આ ઉપરાંત હું પોલિસને એવી સૂચના કરીશ કે તમે મને ફોસલાવી મારી પાસેથી પાંચસો માર્ક (જર્મન સિક્કા) છીનવી લીધા છે આપ્યા વિના ચાલ્યા જાઓ છો. બસ, તે લોકો તુરત આવી તમને હાથકડી કરી હવાલામાં લઈ તમારા માલનો કબજો લેશે. આ પછી મારા અદાલતી મિત્રોની સહાયતાથી કેવળ ગ્રન્થ હસ્તગત કરીશ, એટલું નહિ પરંતુ તમારી બીજી સર્વ ચીજો લીલામ થઇ મારા હાથમાં .આવશે.

જેનના આ વાક્યોએ કેંટ ઉપર કંઇક જૂદીજ વિલક્ષણ અસર કરી તેને તેની વર્તમાન સ્થિતિપર ઘણી ઘૃણા ઉત્પન્ન થઈ. કિંકર્ત્તવ્યવિમૂઢ બની તેણે તેનું શિર ઝુકાવી દીધુ. ક્યાં લગી એણે વિચારતરંગમાં રમમાણ કીધું, પણ કંઇ નિશ્ચય ન થયો. સાચું કહીએ તો એની સ્થિતિ સાપ છછુંદર જેવી થઇ. મહાકવિ તુલસીદાસની નિમ્ન લિખિત ચોપાઇ માનો કે એને માટે લખાઇ હતી;—

'धर्म सनेह उभयदिमि घेरो। भइ गति सांप छछुंदर फेरी।'

અંતે તેના મગજમા વિજળીના વેગે એક વિચાર સૂઝ્યો. તેણે ધાર્યું કે આ વખતે જેમ બને તેમ આ કાલસર્પિણીથી છુટાય તેમ વર્તવું. આખી રાત છે, પછી સવારે જોઈ લેવાશે. અતએવ આ લાંબા મૌનાવલંબનના અંતર પછી અસલ ભાવોને છુપાવી કહ્યું;—

મ્હારી પ્રાણ પ્યારી જેન! હું એમ જોતો હતો કે તમે શું કહો છો, પણ આતો મારી હંસીને બુરૂ લાગી ગયું! અપ્રસન્ન ન બનો પ્યારી! અરે! આ ગ્રન્થની તે શી વાત કરો છો પણ કહો તો આખું સામ્રાજ્ય આપી દેવા તૈયાર છું! હું તો 'ક્યારનો કહી

ચુક્યો છું કે તમારા માટે મારો પ્રાણ પણ આપવા તૈયાર છું. તમે તો મારી પાસે કંઇ પણ માંગ્યું નથી. કાલ પ્રાતઃકાલ હોટલમાં આવી, ગુપ્તસંકેત ગ્રંથ લઇ જજો !

**જેન**—(કેક અપ્રતિભ બની) નહિ પ્યારા ! હું અપ્રસન્ન નથી ! વાહ, હું તમારાથી નાખુશ બનું? તમારા સમ, વ્હાલા હું તો ગમ્મત કરતી હતી !

આ પ્રમાણે કેક વાર સુધી વાતચીત ચાલી. તદનન્તર કાંઉટજેમ્સના-ફ્રેસ્કીએ શિરપીડાનું બહાનું કહાડી વિદાયગીરી માગી. જેનની ઇચ્છા હતી કે એ રોજની માફક ત્યાંજ શયન કરે, પરંતુ એણે શિર વેદનાની ઉત્તરોત્તર વૃદ્ધિ જણાવી એ પ્રસ્તાવને આજ સ્વિકારવામાં અસમર્થતા પ્રકટ કરી, શિર ઝુકાવી ત્યાંથી પ્રસ્થાન કર્યું.

૫

હોટલમા પ્હોચી પલંગપર લોટવા લાગ્યો, પરંતુ કંઈ નિદ્રાદેવીએ મ્હેરબાની કરી નહિ. ને વિચારવા લાગ્યો, શું કરૂં? કંઇ સમઝમા નથી આવતું ! શુ આ ગ્રન્થ મ્હારે આ જર્મન સુંદરીને આપી દેવો? યદિ હું એમ કરીશ તો મને બહુ લાભ થશે. નવયુવતી **જેન** સદાને માટે મારી બની જશે અને હું એની સાથે જીવનપર્યંત સુખચેન બાજીમાં રહી શકીશ. એ ઉપરાન્ત તેની અપાર ધનસંપતિ મારા અધિકારમા આવી જશે. વધારે શું? બસ, આનન્દથી દેશમાં પ્હોચીશ એટલે ... ... પણ અરે ! દેશના હું મ્હોં બતાવવાને યોગ્ય પણ નહિ રહું. હું કેવું મ્હોં લેઈ દેશવાસીઓને બતાવીશ? તેમની આગળ મારૂં મ્હોં કાળુ રહેશે ! મારા દેશના રાજા અને પ્રજા—સૌએ મારાપર વિશ્વાસ રાખી ઉત્તરદાયિત્વ ઉચ્ચપદ મને અર્પ્યું છે—આ સંકેત પુસ્તક પણ એમજ પ્રદાન કરેલું છે. શું શું હું આને

માટે સ્વદેશની સાથે વિશ્વાસઘાત કરીશ? શું હું એક તુચ્છ સ્વાર્થને લીધે-ક્ષણિક સુખને લીધે, આ ઘૃણિત અને નીચ કર્મ કરવા જનની જન્મભૂમિની છાતીપર મારાજ હાથથી છુરી ચલાવીશ? મારૂં આ માતૃહત્યાનું કામ કમી નહિ બને તો મારી દેશ માતાપર, પ્રાણ પ્રિય રૂશિઆપર, ઘણીજ ભારે આપત લાવી શકશે! સમ્ભવ છે કે આ ગ્રન્થ, જેનને ઘેર ગયા બાદ, કોઈ પણ પ્રકારે તેના મિત્રોદ્વારા જર્મનરાજ કર્મચારીઓને હાથ જાય, આમા સર્વનાશ સમજી લેવું! કારણ કે આ પુસ્તકદ્વારા રુસનો ગુપ્ત-ભેદ-પૂર્ણ રહસ્ય-માલુમ થશે! આથી માલુમ પડી જશે કે રૂશિયા પાસે આ વખતે કેટલું વાસ્તવમા સૈન્ય બલ છે અને એનુ કયા સ્થાન-પર કયી સ્થિતિ છે, દુર્ગોની વાસ્તવિક દશા કેવી છે, તેનું નિર્માણ કયી કૌશલ્યતાથી કરવામા આવ્યું છે તથા યુદ્ધ સામગ્રી કયા પરિમાણથી પ્રસ્તુત છે. ખરી મહત્વની બાબત જાણવાની હોય તો અમારા દેશના યુદ્ધવિભાગમાં ગુપ્તસંકેત છે. શાન્તિ તેમજ યુદ્ધના પ્રસંગમા આથી સૈનિક આજ્ઞા તથા મહત્વપૂર્ણ સૈનિક સમાચારોના આદાન પ્રદાન થાય છે. અતએવ આ પુસ્તક મારા હાથથી ગયું એટલે પ્રિય દેશનું પોગળ ફુટી ગયું સમજવું! પરિણામ એ આવવાનુ કે જર્મન ગવર્નમેન્ટ અમારી માતૃભૂમિનું પોગળ જાણી તેના નિર્બળ અંગોપર તુરત ચઢાઈ કરી અમારા સૈનિક સંકેતો જાણવાથી અમારા સેનાપતિની સર્વ યુક્તિઓ નિષ્ફળ કરી દેશે. આ દશામાં અમારા દેશવાસિઓને કેવા પ્રકારની વિપત્તી સહન કરવી પડશે એનો જ્યારે હું ખ્યાલ કરૂં છું ત્યારે મારા રૂંવાં ખડાં થઈ જાય છે! હાય! શું હું શારીરિક સુખને લીધે અમારી जननी जन्मभूमिश्चस्वर्गादपि गरीयसी પ્રમાણે स्वर्गादपि गरीयसी जननी जन्मभूमि પર આપત

આવવા દઇશ! શું મારી પરમ પૂજનીય રુસ માતાને મારાજ હાથે પરાધીનતાની બેડી પ્હેરાવી વિપત્તિસમુદ્રમાં ધકેલી દઇશ? નહિ! નહિ! એમ કદાપિ પણ બનશેજ નહિ! હું એવો નીચ, પાપી, અને પતિત નહિ બનું! હું બરોબર જાણુ છું કે સંસારમાં દેશ દ્રોહ જેવું એકે ઘોર પાપ અસ્તિત્વમાં નથી, તો ભલા હું જાણી બુજીને આવા ઘોર પાપમાં કેવી રીતે ઝંપલાવી શકીશ? જેન! જેન!! તું દેવી નથી પણ દાનવી છે! બલ્કે મૂર્તિમાન શયતાન છે! તું મીઠું મીઠું બોલી પ્રેમ-જાલ—નહિ મોહ જાલ પાથરી મને ફસાવી નરકમાં ધકેલી વિશ્વાસ-ઘાત કરાવવા માગે છે? **मधु तिष्टति जिह्वाग्रे हृदये तु हलाहलम्!** પણ યાદ રાખજે કે હું મ્હારા સ્વદેશનો સાચો ભકત છું! હવે તારો મંત્ર જાદુ—મારા પર અસર નહિ કરી શકે! હું તારાં આંતર્ હૃદયને સમજી શક્યો છું! ત્હારા તુચ્છ પ્રેમને તિલાંજલી આપું છું. હા, ત્હેં મને પરદેશમાં નિસ્સહાય અને એકલો જોઈ મારા ઉપર વિપત્તિ ઢોળવાને તથા છલ, બલ, કૌશલ્યથી 'ગુપ્ત ગ્રંથ' છીનવી લેવાને ધમકી આપી! પણ હું ત્હારી ધમકીથી બી જઉં? અરે! ખુદ જર્મન સામ્રાજ્ય ધમકાવે તોય પણ હું ડરૂં એવો નથીજ—દેશ દ્રોહી નહિ બનું! સ્વદેશ માટે પ્રાણ આપવા તયાર છું! આ ગ્રન્થ મલવો તને હવે મુશ્કેલ છે! બસ, 'ગુપ્ત ગ્રન્થની આ પ્રત અસ્તિત્વમા રહેશેજ નહિ એટલે શું? બસ, 'ન રહેગા બાંસ ઓર ન બજેગી બંસુરી.'

આ પ્રકારની ચિંતા કરતાં કરતાં કૌંટજેમ્નોફ્રોસ્કીએ પલંગપરથી ઉઠી ટ્રંકની પાસે જઈ તેણે હાથે ખોલી અંદરથી એક મોટું પુસ્તક બહાર કાઢ્યું અને પાસે સળગતા દીવા ઉપર ધરી બાળી દેવા માંડ્યું. પુસ્તક ફરફર કરતાં બળી ખાખ થઈ ગયું અને પલંગપર આવી

સૂઈ ગયા, પરંતુ ફરીથીએ ઉંઘ નજ આવી. ચિંતા સાગરમાં ગોથાં ખાતાં ખાતાં સવાર થયું.

પ્રાતઃકાલ થતાં છઠી કૌંટે વિચાર કર્યો કે પુસ્તક ન મળે એટલે જેન કાલના તેના બોલવા પ્રમાણે તોફાન મચાવે તો શું કરવું? એટલા માટે તેને આ મામલાની ખબર રૂશીયન એલચીને આપવી ઉચિત જણાઈ. આ વિચાર તેણે બર્લિનમાં રહેતા રૂશીયન એલચીને પત્રથી લખી જણાવ્યો, જેમાં તેણે એક બાબત છુપી રાખી બાકીનો પુરેપુરો હેવાલ સંક્ષિપ્તમાં લખી જણાવ્યો. આ કામથી પછી નિશ્ચિંત બની અથવા એમ કહોકે આસન્નવિપત્તિને માટે સહુ પ્રકારની તૈયારી કરી જેનના આવવાની પ્રતિક્ષા કરતા બેઠા.

૬

નવ વાગે જર્મન સુંદરીએ હસતે મુખે ઓરડામાં પદાર્પણ કર્યો. નિત્યના નિયમ પ્રમાણે કૈંક સાધારણ વાતચીત થઇ રહ્યા બાદ એણે ગુપ્ત ગ્રન્થની જીદ કરી, પરંતુ કૌંટના પ્રત્યુત્તરથી એ ચીડાઈ ગઇ. તેણે તરતજ એક સીટી વગાડી, સીટી વગાડતાં પાચ આદમી ખટ ખટ કરતાં ઓરડામાં ધસી આવ્યા. તેમને જોઇને કૌંટ ભયભીત તો નહિ થયા, પણ હા, તેમને ક્રોધ તો થયોજ, તો પણ તેમને જોઇને એમણે ચૂપ રહેવું ઉચિત ધાર્યું. તેઓ નિકટ આવ્યા એટલે એમણે તેમાંના બેને ઓળખ્યા-તેમાંના બે માણસો દ્યુત રમવા વખતે હાજર રહી તેમનું સર્વસ્વ હરણ કરી જનાર વ્યક્તિઓ હતી; પરંતુ અન્ય ત્રણ વ્યક્તિઓ તેમના રંગઢંગ ઉપરથી પોલિસમેન જેવા જણાઈ આવતા હતા. તેમાં કોઈ ઑફીસર જેવું જણાતું હતું તે આગળ આવી તેના નામનું વારંટ બતાવી કહ્યું;-'જર્મનીના કાનુનના અનુસાર આપ અમારે તાબે છો. આ વખતે અમારે તમારી તેમજ તમારા માલની તલાશી લેવી પડશે!'

આટલું કહી એણે અન્ય આદમિઓની સહાયતાથી તલાશી લેવી શરૂ કરી. સર્વ વસ્તુઓ બારીકાઇથી જોવા મંડી, પણ વાસ્તવમાં એ લોક જે વસ્તુને માટે મથતા હતા તે હાથ નાજ આવી. અંતે આપસ આપસમાં સલાહ લેઇ એ લોક બહાર ગયા અને ઑફીસરે જેનને કહ્યું:—

કેમ મિસ, આ ગ્રન્થનો તો પત્તો ના લાગ્યો. તમે શું બરોબર ખબર મેળવી હતી!

**જેન**—'નહિ ચાર્લી, અમે આ ખબર પ્રધાન કાર્યાલય તરફથી મેળવી હતી. આપ જાણો છો કે જે ખબર ત્યાંથી આવે છે તે એ રિપોર્ટરોના આધારપર આવે છે, જે ખબરો પછી અમોને અમારા સર્વ વ્યાપક તથા સર્વાન્તરયામી જાસૂસલોક નિત્યપ્રતિ અહિં મોકલાવ્યા કરે છે. તો પછી આમાં કેવે પ્રકારે ભૂલ થવા સંભવ છે એ કંઇ સમજાતું નથી! આપજ વિચારો કે અમારા જાસૂસભાઇ રૂસદેશમા આવી ભૂલ કરી શકે છે? ફ્રાંટના સંબંધની અન્ય હકિકત તો તદ્દન સાચી નિવડી.'

**ઑફીસર**—'હાં, તમારૂં કહેવું તો ઠીક છે, પરંતુ આખિર એ ગ્રન્થ જાય કયાં? કેમ છો **ટીઓ** તમે શું કહો છો?'

**ટીઓ**—નહિ મહાશય, હું એવી ગફલત કરી શકું એમ નથી. જે દિવસે ફ્રાંટ રૂશિયાથી વિદાય થયા એ દિનથી તે આજ સુધી મ્હેં બરોબર ચોવીશે ચોવીશ કલાક સુધી તેની ભાર રાખી છે! હું કસમ ખાઇને વાત કરૂં છું કે 'ગુપ્ત ગ્રંથ' આ ઓરડાની બહાર નથી ગયો!'

**એક સાથી**—'તો જરૂર ફ્રાંટ સાહેબે ઓરડામાંજ કોઇ સ્થળે એને છુપાવી રાખ્યો હશે!'

**ઑફીસર**—ઓરડામાં હોય તો કેમ ના મળે? મ્હેં તો આખો ઓરડો ફેંદી નાંખ્યો!

**એક બુઢ્ઢા સાથી**—'ઠીક, આમાં મને સન્દેહ છે. એમ જણાય છે કે આ દુષ્ટ કૅાંટે ગ્રન્થને બાળી ભસ્મ કરી દીધો છે, કારણ કે એક જગાપર રાખ પડેલી મ્હેં દીઠી છે. પ્હેલાં તો મ્હારૂં ધ્યાન એ બાજુ ગયું નહિ, પરંતુ હવે તો મને સંદેહ નથી પડતો પણ નિશ્ચય થાય છે કે આ ચાલાક રૂશિયને અવસ્ય બદમાસી કરી અમારી મ્હેનત ઉપર ધુળ ફેરવી દીધી. અમારો સર્વ પરિશ્રમ અરેરે! એણે વ્યર્થ કર્યો!'

આ બુઢ્ઢા જાસૂસના સંદેહની યથાર્થતા સહુની સમજમાં આવી ગઇ–સર્વને પુર્ણ વિશ્વાસ બેસી ગયો કે કૅાંટ સાહેબે અવસ્ય ચાલાકી વાપરી. આથી સહુ બહુ નિરાશ થઇ ગયા અને તેમની બદનામી થવાનો વખત સમીપ આવતો જોઇ ખ્યાલ કરતાં ક્રોધ પણ આવ્યો.

ઍધાને ચૂપ દેખી ઑફીસરે કહ્યું—'જેન, આ વખતે તો તમારો જાદુ કામ ના કરી શકયો. હવે બોલો, તમારે શું કરવા વિચાર છે?'

**જેન**—(લજ્જિત બની) હા, આ વખત હું અવસ્ય નિષ્ફળ થઈ છું. પરંતુ જો તમે આ રૂશિયનને આમ જતો કરશો તો એ તેને દેશ જઈ અમારી મશ્કરી કરશે.

**ટીબો**—એટલા માટે એની આ બદમાસી માટે એને કંઇને કંઈ પણ દણ્ડ મળવોજ જોઇએ. નહિ તો પછી હમાંરા લોકની શી દશા થશે?

**ઑફીસર**—પરંતુ આને હવે વધારે પજવવામાં અમારી સરકારને તો કંઇ લાભ છેજ નહિ, કારણ કે જે વસ્તુની પ્રાપ્તિ માટે અમારી સરકારની આજ્ઞા હતી તે આજ્ઞાનો અમલ અસમ્ભવ જણાય

છે. એટલા માટે આ રૂશિયનનો પીછો લેવાથી અથવા આ વિષયમા કંઇ વધારે ખર્ચ કરવાથી અમારા પ્રધાન ઑફીસર અસન્તોષ પ્રકટ કરશે.

બુઢ્ઢો જાસુસ—નહિ મહાશય એમ ન કરો! આપે એને વારંટ બતાવ્યું છે. આ દશામાં અમે લોક એને છોડીને ચાલી જઇએ તો એનો સંદેહ તથા ક્રોધ અમારા સહુપર વિશેષ અંશે થાય અને આપણી સરકારને સૂચના દેઈ તેની દ્વારા અમારી ગવર્નમેંટથી અવશ્ય આ વાતનું કારણ પુછાવશે કે એક નિર્દોષ ઉચ્ચપદસ્થ સૈનિક ઑફિસરને જર્મન જાસૂસોએ શા કારણથી એટલી નડતર કરી. આથી અમારી વિશ્વવ્યાપી જાસૂસ વિભાગની બદનામી જાહેરમા આવવા સમ્ભવ છે. આપ જાણો છો કે અમારા વિભાગની પ્રત્યેક બાબત ગુપ્ત રાખવાને માટે ગવર્નમેંટની કેવી કરડી આજ્ઞા છે. અતએવ આની ઉપર કોઈ ઘૃણિત અપરાધ ઠરાવી જો ભોગજોગે અદાલતમાં મુકદ્દમા ચલાવો તો અમને કંઇ પણ એ કરી શકશે નહિ, અને રૂશિયન ગવર્નમેંટને એની કંઈ પણ ખબર નહિં પડે. કારણ કે આપણી સરકારમાં આપણી ઉપર ઘૃણિત અપરાધ ઠરાવી અદાલત સુધી જતાં અવશ્ય એ સંકોચ ખાશે. આ પ્રમાણે સઘળી ગરબડસરબડ મટી જઇ અમારા લોકોની બદનામી થતી અટકશે.

બૂઢ્ઢાની એ યુક્તિ સર્વને ઠીક પડી. ઉપરની સહુ વાત ઓરડાની બાહાર થઈ હતી તે હવે એ સહુ લોકો અંદર ગયા જ્યા ડૉટ જેમ્નો ફૉસ્કી બે આદમીઓના પ્હેરામા હતા. ત્યા જર્મ ઑફીસરે ફ્રૉટનો સહુ હિસાબ હોટલના મેનેજરને ચુકવી એ નિર્દોષ સ્વદેશ ભક્તને સાથે લીધો. એને લઈ એ દળ પોલિસ કોર્ટમા પહોંચ્યું.

પોલિસ કોર્ટે પહોચતા ડૉટ મહાશયે જોયું કે બર્લિનમા

રહેનાર રૂશિયન સરકારી એલચી ત્યાં પહેલેથી ઉપસ્થિત હતો. સૌભાગ્યથી તેનો પૂર્વનો પરિચય જણાયો. બસ હવે ફિકર શાની—મામલો બદલાઇ ગયો, અને કાઉંટ મહાશય છુટા થયા. કોંઠ મહાશયને લઇ પ્રથમ એલચી હોટલમાં ગયા. ત્યાંથી ઠીકઠાક બની દૂતાવાસે ગયા અને કૌંટને જયા લગી અદાલતમા એમનો મામલો ચાલુ રહે ત્યાં લગી ત્યાં ઠરવા કહ્યું. રૂશિયન સજ્જને એ હિતૈષીના એ પ્રસ્તાવનો સહર્ષ સ્વિકાર કર્યો.

પોલિસ કોર્ટમાં કૌંટજેમ્નોફ્રેસ્કીપર એ ઘૃણિત અપરાધનું કામ કેટલાયે અઠવાડિયાં સુધી ચાલ્યું. પરંતુ અપરાધ પ્રમાણિત ન થવાથી અમારા સ્વદેશ પ્રેમી કૌટને છોડી દીધા. એમના અતલી 'શિકાર' તો હવે કઈ દેખાતાજ નહોતા, એમને મલવાની કંઇ પેરવાઈ અથવા આશા હતીજ નહિ. ન્યાયાલયમાં પછી શું થયું એની કંઇ સમજાણુજ ના પડી. હશે! કંઈ ફીકર નહિ! અસ્તુ.

૭

સંધ્યાનો સમય છે, ભગવાન અંશુમાલી અસ્તાચલ તરફ સીધાય છે એ દેખીને નિશાનાથ ચન્દ્રદેવ પૂર્વની બારીમાથી ડોકીયાં કરી રહ્યાં છે, પરંતુ આગળ વધવાનું સાહસ કરી શકતા નથી. એ વિચાર કરે છે કે જેમ જેમ અમારો આશ્રયદાતા ભગવાન ભુવનભાસ્કર દૂર જશે તેમ તેમ હુંય પણ મારી પ્રેમિકાને મલવાને માટે આગળ વધીશ. સૌમ્યમૂર્તિ રજનીકાન્તની આ સુશીલતા અને નમ્રતા તથા સાથે સાથે પ્રિયતમા પત્ની રજનીદેવીને મલવાને માટેની પ્રેમ વિહવલતા દેખીને પ્રકૃતિદેવીથી છાનું ન રહી શકાયું. આ સઘ જોઇ એ હસી પડી અને તેને દેખી નાની પણ કુમુદિનીએ હાસ્ય શરૂ કર્યું.

હવે શું કહેવાનું હોય! રજની રાણી લજ્જાળુ બની. એ સંકોચની મારી અહિં તહિં છુપાવા લાગી. પરંતુ જ્યારે એને કંઇ પણ જગા નહિ મળી ત્યારે એક મેઘખણ્ડના પડદાની અને તેના પ્યારાની વચ્ચે સંતાઇ ગઇ. પરંતુ ચંદ્રદેવની ફાલ ક્યાં? આજનું મન ના માન્યું. તેણે દોડી જઈ એક ખુણામાં ઝોકા ખાવા માંડ્યા. આ દોડધામ જોઇને પ્રકૃતિદેવીએ મનમાં વિચાર કર્યો કે આ યુગલના વિહારમાં વિઘ્ન ઉપસ્થિત કરવું ઉચિત નહિ. અતએવ કોઇ એકાન્ત સ્થાનમાં જઇ સુવાની ગોઠવણ કરવા મંડી.

આમ આનન્દ તથા શાન્તિના સમયે **બર્લિન** નગરના **રૂશિયન** એલચી ભવનમાં અમારા સ્વદેશ ભક્ત કૌંટજેમ્નેફોસ્કી અને એમનો હિતૈષી સરકારી રાજદૂત મહાશય બેઠેલા હતા. પરસ્પર વાર્તાલાપ કરી રહ્યાં હતાં, અલ્પાન્તરે રાજદૂતે કહ્યું:—

'માન્યવર! કૌંટ મહાશય, આ ષડયન્ત્રનો સંક્ષિપ્ત ઇતિહાસ-વૃત્તાન્ત—જે આપે આપના પત્રમાં પહેલેથી મને લખી જણાવ્યો હતો, પરંતુ આના સંબંધમાં કેટલીક વાતો આપ પણ નથી જાણતા, અને કેટલીક હુંય પણ નથી જાણતો. હવે મુકદમાનો અંત આવી ગયો છે અને જે વાતોનો પત્તો મારે મેળવવાનો હતો તેય પણ મને મળી ગયો છે. આપ પહેલાં તો આ સંબંધમાં જે જે કંઈ જાણતા હો અથવા આપપર જે જે કંઇ વીતી હોય તે સાદ્યુ આદિથી અંત લગી સૌ વૃત્તાંત મને કહો, ત્યાર પછી હું આપને કંઇક બતાવીશ!'

આ પ્રશ્નના ઉત્તરમાં કાઉંટજેમ્નોફોસ્કીએ, જે દિવસે **બર્લિન** આવ્યા હતા તે દિવસથી તે અન્તિમ દિવસ સુધીનો યથાર્થ વૃત્તાંત સંપુર્ણ સંભળાવ્યો. એટલે સુધી કે તેણે પોતાના દોષ પણ કહી કાઉંટની કહાણી સાંભળી રાજદૂત હસી પડયો, તેણે કહ્યું;—

'મહાશય, આપની કહાણીથી એટલું સ્પષ્ટ થાય છે કે આપ પુષ્કળ સરલસ્વભાવી, સહનશીલતાવાળા, સત્યવાદી, સ્પષ્ટવક્તા તથા અસાધારણ સ્વદેશ ભક્ત છો. આપના આ ગુણોની જેટલી પ્રશંસા થાય એટલી થોડી છે; પરંતુ જો એક ગુણ આપનામાં હોત તો 'સોનેમેં સુગન્ધ' જેવું થાત. સંસારમાં જે મનુષ્ય મોહિની મૂર્તિઓને જોઈ તેમના મનને કાબુમાં નથી રાખી શકતા ત્યાં તેમના સર્વ ગુણ માટીમા મળી જાય છે!'

કૌંટ—(કંઈક ચોંકી) આપ મારા તરફ મારા જે દોષનો ઈશારો કરી રહ્યા છો તેનો સદાને માટે ત્યાગ કરવા દૃઢ પ્રતિજ્ઞા કરી છે. વાસ્તવિક રીતે એ દોષને 'ગુપ્ત ગ્રન્થ' સાથે જ બાળી ભસ્મ કરી દીધો છે, જેથી કરીને ફરીથી એ મ્હારા પ્યારા દેશને વિપત્તિમાં નાંખવાનું સાધન ના બને.

**એલચી**—(પ્રસન્ન બની) વાસ્તવિક છે આપની એ પ્રતિજ્ઞા! પરંતુ હું આપને, એક એવી વાત કરવા માંગુ છું કે જેથી અત્યાર લગી આપ તદ્દન અનભિજ્ઞજ છો.

કૌંટ—(ઉત્સુક બની) 'કહો એ શી વાત છે?'

**એલચી**—'આપ હજુ સુધી એવુંજ સમજી રહ્યા હશો કે આ સર્વ સંકટ વાદળ લાવનાર એક વિલાસિની રમણીજ છે!'

કૌંટ—'હા, હું તો એમજ સમજું છું!'

**એલચી**—'વાસ્તવમાં એમ નથી. આપને જાળમાં ફસાવનાર તથા તમારા પ્યારા દેશ ઉપર વિપત્તિનું વાદળ લાવનાર કોઈ એક વિલાસિની રમણી નહિ, કિંતુ **જર્મન સરકારના** વિશ્વ વ્યાપી જાસૂસ છે!'

કૌંટ—(આશ્ચર્યમાં ગરકાવ) 'હેં જાસૂસ! તો શી આ માયા-

જાલ જર્મન જાસૂસોએ ફેલાવેલી છે?'

**એલચી**—'હા મહાશય! આ સઉ એ મહા પ્રભુઓની કૃપાનુંજ ફલ છે!'

**કૅાંટ**—ઉફ, ગજબ છે! ઠીક, આપની વાતચીત ઉપરથી મને એટલું સ્ફુટ થાય છે કે આ વિષયમાં તમે અધિક જ્ઞાત છો, તો બતાવો તો ખરા કે આ દુષ્ટોએ ષડ્યન્ત્ર કેમ રચ્યું છે?'

**એલચી**—'સાંભળો હું એ લોકોનો આદિથી અંત લગીનો હાલ સંક્ષિપ્તમાં કહી જઉં છું. અન્ય રાજ્યોની અપેક્ષાને લીધે જર્મની સામ્રાજ્યનો જાસૂસ વિભાગ બહુજ મોટો, અત્યન્ત વિસ્તૃત તથા અસાધારણ શક્તિશાલી છે. જો હું તેને સર્વ શક્તિમાન, સર્વાન્તરયામિ તથા સર્વ વ્યાપક કહું તો અતિશયોક્તિનો દોષ નહિ લાગે. તેમના સહસ્ત્ર સહસ્ત્ર અદ્ભુત કર્મી જાસૂસ આખી દુનિયામાં ફેલાઇ ગયા છે. યુરોપના પ્રભાવશાલી તથા ઉન્નત દેશોમાં, તીડનાં ટોળાની માફક એ ફેલાએલા છે. દુનિયામા એવો એક પણ દેશ નથી કે જ્યા જર્મન જાસૂસ મોજુદ ન હોય. ખાસ આ જર્મનીમાંય પણ એવું એક નગર તથા ગ્રામ નથી કે જ્યા જાસૂસ દેવતાની મૂર્તિ વિરાજમાન ન હોય! ઇંગ્લંડ, ફ્રાન્સ, ઇટલી, ઑસ્ટ્રીઆ, બેલ્જિયમ આદિ દેશોમાં પ્રાયઃ સર્વ નગરોમા વેતનભોગી સ્થાયી જર્મન જાસૂસ રહે છે. રૂશિયા દેશમાં પણ એ લોક ઘુસી ગયેલા છે. એમનું કામ એ છે કે સિવિલ તથા સેના વિભાગના પ્રત્યેક ઉચ્ચ પદસ્થ કર્મચારીની પાછળ એક એક સ્થાયી જર્મન જાસૂસ ચોવીસે કલાક રહે છે અને એમની ચાલચલન તથા કાર્યકલાપનો દૈનિક રિપોર્ટ અન્ય ભ્રમણશીલ જાસૂસોદ્વારા આ બર્લિનના પ્રધાન જાસૂસી કાર્યાલયમાં મોકલાવતા રહે છે. કોઈ કોઈવાર એ જાસૂસો આ રાજકર્મચારિઓ પાસેથી એવી ગુપ્ત વાર્તા દેશ બાબતની પૂછી લે છે કે જે જાણીને

જર્મન સામ્રાજ્યને ઘણોજ અચ્છો લાભ થઈ જાય છે. કોઈ કોઈ-વાર એ લોકો એવું ષડ્યન્ત્ર રચે છે કે એમાં વિદેશીઓને ફસાવી એની દ્વારા તેમના દેશનું સત્યાનાશ વળાવે છે. અન્ય દેશીય કર્મચારિઓને પોતાની જાલમાં ફસાવવાને માટે કંઇક વિચિત્ર યુક્તિઓ તથા અદ્દભુત ઉપાયોથી કામ લે છે. મનુષ્ય જે પ્રકારનો હોય તે પ્રકારના બની તેજ પ્રકારથી કામ સાધી લે છે. માનો કે કોઇ પરદેશી રાજકર્મચારિને બેહદ ખુશામદ પસંદ છે તો એ લોક એની હદથી વિશેષ ખુશામદ કરશે કે બસ એ થોડા દિવસોમાં એને વશ થઈ ગયો સમજવો અને એ કહેશે તેમ એ કરશેજ. એજ પ્રમાણે જુગારી સાથે જુગાર ખેલી, શરાબી હોય તો શરાબ પિવડાવી, તેની પાછળ પૈસા પાણી પણ કરી, જો એ ધનનો લોભી હોય તો રૂપિઆ આપી માલવાળો કરશે અને જો વ્યભિચારી-ઇશ્કબાજીવાળો હોય તો તેની પાસે **જર્મન**ની લાવણ્યમયી સુંદરી યુવતિઓને મોકલી એ ગુરુઘન્ટાલ જર્મન જાસુસ પોતાને વશ કરશેજ. આ પ્રમાણે એ દ્વારા સર્વ રહસ્યજ્ઞાત બની દેશોપર ચઢાઇ કરશે અને એમની સહાયતાથી એમના ભાઈ, બન્ધુઓનો સત્યાનાશ વાળે છે!' અહિં રુશિયન રાજદૂતને ખાંસી આવી. કંઈવાર દમ લઈ ફરીથી વાત આગળ ચલાવી;—

'કાંઉટ મહાશય! આપ પણ અમારા રૂશિયન રાજ્યના ઉચ્ચ પદસ્થ કર્મચારી છો! જ્યારે આપ રાજધાની સેંટપીટર્સબર્ગમા હતા ત્યારે તમારી પાછળ કોઈ ને કોઈ જર્મન જાસુસ અવશ્ય લાગેલો હોવોજ જોઇએ અને એ આપની ચાલચલગત તથા કાર્યકલાપનો દૈનિક રીપોર્ટથી અહિં બ.હિ'નના પ્રધાન જાસુસી કાર્યાલયમાં અવશ્ય મોકલાવતો હોવો જોઇએ અને જે દિવસે આપે આ યાત્રાને માટે પ્રસ્થાન કરેલું તે દિવસે પણ કોઈ જાસુસ આપની નિકટ હોવો જોઇએ. જેણે 'દૈનિક ગુપ્ત ગ્રન્થ' ને ટાંકમા ગણ્યા છે એમ જાણી લીધું હોવું

જોઈએ. આ યાત્રામાં જ્યાં જ્યાં આપ ગયેલાં ત્યાં ત્યાં એ સમ્ભવે છે કે સાથે રહેલો હોવો જોઈએ. આપના અહિં બર્લિનમાં આવવાની ખબર પણ પ્રધાન જાસુસિની જેન આપને એની માયારુપી પ્રેમજાળમાં ફસાવવાને માટે મોકલાયેલીજ. કારણ કે જાસુસ વિભાગના પ્રધાન કાર્યાલયથી આપના ચરિત્ર સંબંધી રીપોર્ટ જોઇને અવશ્ય જાણી લીધું હશે કે સુંદરી નવયુવતિઓપર આપની વધારે કૃપા રહે છે!

**કૌંટ**—આપની વાત સાંભળી મારી આંખો ઉઘડી ગઈ છે અને મારી સામેથી એક પડદો ઉપડી જતાં હું જોઈ શકું છું! મારી સમજમાં સહુ વાત આવી ગઈ છે! હું જાણી ગયો છું કે જેને વિના બોલાયે મારી પાસે આવી તેનો પ્રેમ પ્રકટ કેમ કર્યો અને મારા પ્રેમની પરિક્ષામાં બીજું કંઈ નહિ માગતાં ફક્ત 'ગુપ્ત ગ્રંથ' નીજ માગણી કરી. અહા! અત્યારલગી હું એક મોટા સમુદ્રમાં ગોથાં ખાતો હતો! મારા ખરા હાલ બતાવી આપે મારા ઉપર અત્યન્ત ઉપકાર કર્યો છે!'

**એલચી**—'મ્હેં કંઇ પણ કર્યું નથી. વાસ્તવિક રીતે આપની અપૂર્વ ઇમાનદારી અને અસાધારણ સ્વદેશ ભક્તિએ આપને ઉગાર્યા છે! નહિં તો આપ સ્વયં આ અથાગ સમુદ્રમાં ડુબી જાત અને સાથે પ્યારા રૂશિયાને પણ એમાં ડુબાડત! જો આપને આપના પદના ઉત્તરદાયિત્વના અને આપના દેશવાસિઓના હાનિ લાભનો ખ્યાલ ન હોત અને આપ જેનના પ્રેમમાં ડુબી જઇ આ ગુપ્ત ગ્રન્થ આપ દેત તો આપનું મુખ શ્યામ બની જાત—સાથે સાથે વળી આપની અને અમારી ગૌરવમયી સ્વર્ગાદપિ ગરીયસી જનની જન્મભૂમિની બહુજ હાની થાત!!! પરંતુ ધન્ય છે આપની સ્વદેશભક્તિને! અમારી માતૃભૂમિમાં જ્યાં લગી આવા સુપુત્રો વિદ્યમાન છે ત્યાં લગી તેના કોઇ પણ વાળ વાંકા કરી શકે એમ નથી!

આ પ્રમાણે કંઇક વાર લગી વાર્તાલાપ થઇ રહ્યાબાદ બન્ને મિત્રો પોતપોતાના ખણ્ડમાં જઈ સુઈ રહ્યા. બીજે દિવસે કૌંટજેમ્નોફોસ્કીએ પોતાને ઘેરથી જે ખર્ચ મંગાવ્યું હતું તે ખર્ચ પણ આવી ગયું. અતએવ એલચીને વિદાય કરી એમણે સીધા સ્વદેશપ્રતિ પ્રસ્થાન કર્યું. રૂશિયા પ્હોંચી એણે જોયું તો દેશમાં ષડયંત્રની ગડ ગથલ મચી રહી હતી. સમાચાર પત્રોમાં એના સંબંધમાં લેખપર લેખ પ્રકાશ પામતા હતા અને એમા જર્મન જાસુસોની પ્રતિ તીવ્ર ક્રોધ પ્રકટ કરવામાં આવ્યો હતો તથા એમની સાચી સ્વદેશભક્તિની પ્રશંસા ચાલી રહી હતી. આ દેખીને કૌંટ સાહેબના મગજપર બહુજ સારો પ્રભાવ પડ્યો. એ દિવસથી તેમના આપ્તજનોએ બહુજ અચ્છી રીતે જોઈ લીધું કે ભૂતપુર્વ સુંદરી ભક્ત કૌંટજેમ્નોફોસ્કીએ સુંદરી સમાજમા જવાનું, એટલે સુધી કે સુંદરીઓને મળવાનું એ પણ તદ્દન, એકદમ બંધ કરી દીધું.

તા. ૨૭-૧૦-૧૯૧૮ અંબાલાલ નરસિંહલાલ શાહ

હળધરવાસવાળા.

---

## મધુકરને અન્યાય !

### ( શાર્દુલવિક્રીડિત વૃત્ત )

ચુમ્બી પ્રેમ પ્રશસ્તિ હા ! જીવનની સ્નેહાર્દ્ર ભાવે કરી,
ઉરગારો પ્રણયે ભર્યા નમન હો ! દેહાન્ત તું જીવની;
કૈં કૈં રેલ વહી ગઈ પ્રણયની: અશ્રુ બધાં ચુમતાં !
એ દિનો વિસરી જવા રતિ તણી રીતિ ન અંકાય હા ! ૧
આ ભોગી ભમરો ભમે રસમદ, ભોગી ન તું શું થઇ ?
ભોગી અન્ય સમા મધુપ ભટકે—એ રીત મારી નથી;

હું સુમુ મકરંદ પુષ્પ વિંટતાં—એ ભાવના ઉરમાં,
સ્થાયી ક્યાં ઉડી જાય એ રમણુથી રીસામણા રાખતા ! ૨
ચાહું હું નહિ છે બન્યું કદી પ્રિયા ? એ ધારણા ભૂલજે !
ચાહે તોય મને ન તું અભિનયે ચેષ્ટાય પ્રેમે ભજે ?
હું ત્હારો ભ્રમર અને સુમન તું એના અનુરાગમાં,—
થા થા તું પ્રણયેશ્વરી પ્રણયદા—પાઠો બધા સૌખ્યના ! ૩
પાસે વેલ નમી, રહેલ તરૂને જો ! જો ! પ્રિયે ! ગોષ્ટિ આ !
ને જો આ વિંટળાઇ હર્ષ ઉભરે શોભાવતી વાટિકા !
પેલી વેલ બિચારી જો ! તરૂ વિના લોકો સહુ દાબતા !
**આ સંસાર પતિવિના સતી જીવ્યુ નિષ્ફળ લેખાય હા !** ૪
મીઠા વેણુ પીયૂષ શા જગતમા સુણાવશે કો તને ?
ત્હારા કંઠ લલિત ગાન સુણવા કદ્ર કહો કોણને ?
જો સુયોગ મળે નહિ ગન મીઠા ત્હારી પછી દાઝ ક્યા ?
આસુ વ્યર્થ રડી અરે ! મરી જશે એ લાલ અંતે થતા ! ૫
**કૈલાસે** થઇ સ્વર્ગમા ફરી વળીરે ! **નર્મદા** ના ઠરી !
રે ! છે ના સતી જીવન પતિ વિના એ દેવ વાણિ હતી !
તો સુકોમળ પુષ્પ તું ખરી જશે સૌગંધ ઉડી જશે !
ને તારોય મધુકર ક્ષણુ પછી કંટાળી નાશી જશે ! ૬
આ ત્હારો હૃદયેશ્વર મરી જશે ! દિલે દયા ધારજે !
ને લોકો વળી નિંદશે પ્રણય, ને-તારી હઠિલાઇને.
હું ત્હારો, નહિ મ્હારી તું ! ગજબ છે ! વિજ્ઞપ્તિ એ સુણજે,
સંભારી દિન જે ગયા પ્રીતિ ભર્યા રીતિ રતિ રાખજે ! ૭

તા. ૫—૮—૧૮ પ્રયોજક—

હળધરવાસ **અંબાલાલ નરસિંહલાલ શાહ**

# હૃદયમાં ઘર કરી બેસો !

## ( કવ્વાલી )

મને કાંઇ નથી વ.ધો, હૃદયમાં ઘર કરી બેસો,
સુવાસિત પુષ્પને માટે, હૃદયને સર કરી બેસો! મને–૧
મને ન્હવરાવજો બચીઓ, તમારો હક્ક દાવો છે,
મને અમૃત પાવાને, હૃદયમાં–કર–નહીં બેસો ! મને–૨
અનન્ત જીવ તાપ શાતા છો, અખુટ યશધાર દાતા છો,
વશાદાગી તણી વાટે, હૃદયમા ઘર કરી બેસો ! મને–૩
મધુરી વાણિને છોડી, પ્રકાશિત કિરને રાખી;
વફા હો ઇશ્કને કાજે, હૃદયમાં ડર નહીં બેસો ! મને–૪
જીવન આશા તણો તંત, મનોમન અન્તરે સાંધુ,
ભડ ભચ્ચક મમ કોટે, હૃદયમ તર થઇ બેસો! મને–૫
અતિ સ્નેહ રાખજે વ્હાલા, ભલે હો પ્યારમાં કાલા,
થઇ શંકા થશા આવે, રૂદયમાં હર કરી બેસો! મને–૬
ઘણાયે ઘર વંદાયા, પવિત્ર સ્નેહ એ નાદા,
બળ્યા કું સ્નેહની આગે, રૂદયમાં દૂર ત્યા થાઓ. મને–૭
બની શું અફ્યની જોડી, થશું સેવાતણી કોડી:
હિંચીશું કિરને માટે- રૂદયમા નાથ થૈ બેસો. મને–૮
ઋજુના ગુણ ઔદાર્ય, પ્રીતિના ભાવ એ આર્ય,
ડુબાવી તારલા રાજે, રૂદયમા કાન્ત ત્યા બેસો! મને–૯
સહુ લાવણ્ય દેખાયે, જશે વિખરાઇ વાદળ એ,
રૂદય દર્પણ નિર્મળને—રૂદયમા સ્થાન છે બેસો! મને–૧૦
કરો શૃંગારથી શોભા, કદી ના મ્લાન સુંદરતા,
અત્યુત્તમ વિણુ તે હોયે.—રૂદયમાં ખર નહીં બેસો! મને–૧૧

ગણાયે ચારૂ તે ચારૂ, રૂદય જેનું રહ્યું સારૂં,
કબુલત આ ગમે સાટે, રૂદયમાં તો ભલે બેસો ! મને-૧૨
ગમે સૌંદર્યમાં રૂહેવું,—થશે સૌંદર્યમાં રોવું.
પ્રીતિ દોરી ન જો તૂટે—રૂદયમાં શેર થઇ બેસો ! મને-૧૩
તમોને નાથ સોંપ્યો છે, અમારો હાથ સૌ વચ્ચે,
અમારી લાજ તમને છે—રૂદય તો સ્મર સ્મરી બેસો. મને-૧૪
તમારામાં અમારૂં છે, અમારામાં તમારૂં છે,
રૂદય જ્યાં એમ જો લોટે, રૂદયમાં બળ કરી બેસો ! મને-૧૫
દબાવો નીચવો ફાવે, પછી હો ભાવ કુભાવે,
શરીર આખું તમો માટે—રૂદયમાં ભાવથી બેસો ! મને-૧૬
અરે ઓ કાનુડા મ્હારા ! જરી બંસી બજાવી જા,
રૂદયના ગાનની વાટે, રૂદયમાં તાનથી બેસો ! મને-૧૭
તમો માલિક ખુદા ખાવિંદ, જહાંના છો પના ગોવિંદ!
અમારા દુઃખ સૌ ફીટે—રૂદયમાં કાન થઇ બેસો ! મને-૧૮
તમે જાલિમ તમે ફરહાદ, તમારી માનજો શીરીન;
જખમ દુનિયા ભલે આવે, રૂદયમાં પ્યારથી બેસો ! મને-૧૯
અહો ! આ રાન વેરાને, ખપ્રા ખંજર નહીં આવે;
તમારી ના અવર માટે—રૂદયમાં આપ જઇ બેસો ! મને-૨૦
ખડી માશુક સાંઇ જો ! તમારા દીલ રોશનમાં;
તમારી હું થવા કાજે—રૂદયને સર કરી બેસો ! મને-૨૧

તા. ૩૦-૧૨-૧૯૧૮ પ્રયોજક-

અમદાવાદ અંબાલાલ નરસિંહલાલ શાહ



ધનવાન અને ગરીબ કહે છે કે,—પશુ વિના નર પશુ ! તો—

# પૈસાદાર

આધુનિક કાલ પૈસા પ્રાપ્તિનો છે. અહિંથીતહિં દોડાદોડી અને કેવળ પૈસો કયે રસ્તે મેલવવો, ધનરાશિ કયે પ્રકારે વધે, વગેરે વગેરે વિચાર સંકલના દરેક વ્યક્તિના મનને બહુ પીડે છે. અમોએ તે પીડા દૂર કરવાનો સરળ ઉપાય ખોળ્યો છે અને અમને પુર્ણ આશા છે કે તે પ્રસિદ્ધ પામતું પુસ્તક લોકપ્રિય થઇજ પડશે, આત્મશ્લાઘા કરવી એ ઠીક નહિ, પરંતુ એટલું તો જણાવવું પડશે કે આ પુસ્તકનાં વખાણ તમો જ્યારે તમારા હાથમાં આવશે ત્યારે ઘણાંજ ઓછા લાગશે. એ પુસ્તકમાં પૈસાનું મહત્વ, પૈસો કોને કહેવો, ધન અને અર્થ, ખરીદનું વેચાણ, કિંમતમા ઘટાડો વધારો, ધનનો ઉત્પાદન કરવાનો રસ્તો, વાવેતર માટે જમીન કેવી જોઇએ, તેની પાછળ મહેનત, શ્રમનો ઉપયોગ, પુંજી અને મુળ સીલીક, મુળ ધનનો ઉપયોગ કેવી રીતે કરવો, ધનના પેટા વિભાગ, તેમાંથી લાભ શી રીતે મેળવવો, લાભ કરવાની એક યુક્તિ, રાજકર, પગાર વધારવાનો ઉપાય અને એવા અનેકાનેક ઉપાય સૂચવેલા છે. આ ઉપર્યુક્ત પુસ્તક મે મહિનાની આખરમાં વગર વિલંબે બહાર પડશેજ. અગાઉથી ગ્રાહક માટે કિંમત રૂ. ૧—૦—૦ રાખવામાં આવ્યો છે. પાછળથી દોઢ રૂપિઓ. આજેજ લખો.

**બી. સી. ચોધરી, વડનગર—(ગુજરાત)**

## સ્ત્રી પુરૂષના પત્રવ્યવહારનો સંગ્રહ

# દંપતી પત્રાલાપ

જેમાં બાળલગ્ન, વિધવા વિવાહ તથા સાંસારિક બનાવોનું પત્ર-વ્યવહારથી આબેહુબ દિગદર્શન કરાવ્યું છે. દરેક સ્ત્રી પુરૂષે એકવાર વાંચવું જરૂરનું છે, કિં. ચાર આના.

# સાબુ બનાવવાનો હુન્નર

દેશી ઉદ્યોગને ઉત્તેજન આપ્યા વિના દેશનું શ્રેય નથી. ફક્ત આપણાજ દેશના તેલથી સહજમાં સાબુ બનાવી વાપરી કે વેપાર કરી પૈસા મેળવી શકાય છે. આ લોકપ્રીય પુસ્તકની ત્રીજી આવૃત્તિ તૈયાર છે. કિં. માત્ર અઢી આના.

## અત્યુત્તમ બોધદાયક નવલકથા

# વિષયાદેવી યાને ઝેરનો પ્યાલો

જેમાં સ્ત્રીઓને હદ ઉપરાંતની સ્વતંત્રતા આપવાથી નીપજતાં પરિણામ, સટ્ટાથી થતી ખરાબી, દારૂની ખરાબીમાંથી બચવાના રસ્તા અને દારૂનો પ્યાલો તેજ ઝેરનો પ્યાલો વગેરે બોધદાયક બાબતોથી ભરપુર નવલકથા એકવાર વાંચવા ભલામણ છે. કિં. આઠ આના.

# દંપતી ગઝલ માળા

પ્રખ્યાત લેખકની લખેલી ગઝલોનો સંગ્રહ, જેમાં બાળલગ્ન, સ્ત્રી કેળવણી, દંપતી પ્રબોધ વગેરે ઉત્તમ ગઝલોનો ભંડાર છે, કિં. માત્ર આઠ આના.

બી. સી. ચોધરી—વડનગર (ગુજરાત)

ॐश्रीसत्येशाये नमः

# શ્રી ધ્રુવ પ્રિન્ટીંગ પ્રેસ

છાપકળાને લગતું સંસ્કૃત, ગુજરાતી અને ઈંગ્લીશ દરેક જાતનું છાપકામ કરાવનાર સદ્ગૃહસ્થને એકવાર તોઅમારા આ છાપખાના સાથે પ્રસંગ મેળવવાની ખાસ ભલામણ છે। જેમાં કલરીંગ જૉબવર્ક બુકવર્ક કે બ્લૉક વિગેરેનું સસ્તું અને સુંદર કામ બનાવી આપીશું.



# ભારત જીવન સાહિત્ય

આ નામથી છપાતાં વાંચવાલાયક પુસ્તકો

તૈયાર છે—વનદેવી કિંમત આના ૮

ચાલુ સાલમાં છપાઈ બહાર પડનાર

હરનામ, મોહિની, અનુસૂયા, સાવિત્રિ, હરિશ્ચંદ્ર.

દરેકની કિંમત આના ૪ અગાઉથી આના ૩

પત્રવ્યવહારઃ—

લેખક ભગવાનદાસ ભોગીલાલ ધ્રુવ

ઠે. જમાલપુર ચકલા—અમદાવાદ.

# હજારો રૂપીયા કમાવો !

હુન્નર માળીકા—૧-૨-૩ હેર ઓઇલ, લવંડર, અત્તર, પોમેડ, કોસમેટીક, લાઇમજ્યુસ, ટુથ-પાવડર, એગ્યુમીક્ષ્ચર, મારકીંગ-ઈન્ક, રેફ્રીજરેટર, કોલનવોટર વીગેરે વીગેરે અનુભવિક અને જાતી અનુભવના ખરા હુન્નરોથી ભરપુર કીં. રૂ. ૧-૪-૦

હુન્નર દર્પણ—(૨-૩-૪ ભાગ) વાળ કાળા કરવાના કલપ અને હેર ડાઇ, જર્મન સીસ્ટમ પ્રમાણે બનતાં અત્તરો, કેમીકલ રંગો, વોટર કલરો, બાળામૃત, પેનકીલર, મેન્થોલ વીગેરે ૨૭૫ હુન્નર કીં. રૂ. ૧-૦-૦

નવીન હુન્નર માળા—કીં. ૦-૪-૦

કળા જ્ઞાન સંગ્રહ—કીં. રૂ. ૦-૬-૦

ફોટોગ્રાફીક હુન્નર સંગ્રહ—કીં. ૦-૬-૦

હુન્નર સંગ્રહ—(હિ. કૃત) છેલ્લામાં છેલ્લી શોધનના, અનુભવિક અને સાચા હુન્નરોથી ભરપુર. ૩૨૫) પાનાની સોનેરી નામવાળી નાની બુક કીં. રૂ. ૧-૮-૦

હુન્નર સાગર—મીણબત્તી, સાબુ, વારનીસ, રંગ, સીમેન્ટ, વીગેરે હુન્નર ૧૩૦૦ થી વધુ કીં રૂ. ૨-૮-૦

હુન્નર રત્નાકર—દીવાસળી, કાચ, સુગંધી સેન્ટો અને એસેન્સો વીગેરે હુન્નર ૨૦૦૦ થી વધુ. કીં. રૂ. ૧-૮-૦

સાબુનો હુન્નર—કીં. રૂ. ૦-૫-૦

વાળ કાળા કરવાનો હુન્નર—કીં. રૂ. ૦-૬-૦

સોની હુન્નર પ્રકાશ—કીં. રૂ. ૦-૬-૦

છાપકામ કે, હુન્નર વર્ગાકર કીં. રૂ. ૧-૦-૦ પોસ્ટેજ જુદું.

લખો—એમ. ર. જી. દાદાભાઇ, હુન્નરોદય બુક ડીપો.

જાતનાં હુન્નરનાં પુસ્તકો વેચનાર, પ્રગટ કરનાર અને કમીશન એજન્ટ

૧૬—૨૨, બનીયન રોડ (C.) મુંબઈ ૯

# શ્રીમદ્ ગોસ્વામિ દેવકીનંદનાચાર્ય તથા શ્રીનાથજીના કૃષ્ણ ભંડારથી અભિપ્રાય પામેલું.

## છપાય છે શ્રીનાથજીનું પ્રાગટ્ય ત્રીજી આવૃત્તિ

વૈષ્ણવબંધુઓનાં અત્યુત્તમ ગ્રંથની ત્રીજી આવૃત્તિ–શ્રીનાથજીના કૃષ્ણ ભંડારની થયેલી સૂચના અનુસાર સુધારો વધારો કરેલી છાંપવા માંડી છે. આવાં પુસ્તક તુર્તમાં ખપી રહી પછી તેની લાંબી મુદત-સુધી રાહ જોવી પડે છે. માટે તુર્તમાં ખરીદવું. સુંદર આર્ટ પેપર ઉપરની છબી સાથે, અગાઉ નામ નોંધાવનાર પાસેથી માત્ર આઠજ આનાં.–પાછળથી બાર આના. નામ નોંધાવનારનાં નામ પુસ્તકના છેડે અમર કરવામાં આવશે.

## આર્ટ પેપર ઉપર છાપેલી સુંદર છબીઓ

| | |
|---|---|
| સ્વરાજ્ય દેવી એનીબીસેન્ટ ... ... રૂ. | ૦—૦—૬ |
| શ્રીયુત કલાપી (નેકનામ લાઠીના દરબાર સાહેબ)... | ૦—૦—૬ |
| સ્વ. નારાયણ હેમચંદ્ર અને સ્વ. નર્મદાશંકર (ભેગી) | ૦—૦—૬ |
| સ્વામિ રામતીર્થ, શ્રીમંત ગાયકવાડ સરકાર અને શ્રીગોપીનાથાચાર્ય (ભેગી) | ૦—૦—૬ |

દરેકનું પોસ્ટેજ જુદું, આઠ છબી મંગાવનારે ચાર આના મોકલી મંગાવવી. વી. પી. થી પાંચજ આના.

## તારંગાનો ભોમીયો !

જેમાં સંપૂર્ણ વિગત છે. કિં. એક પૈસો છ નકલ સુધી, પોસ્ટેજ અર્ધો આનો.

બી. સી. ચોધરી–વડનગર (ગુજરાત)

# મફત

## દીવાળીની મજાહ

ગઝલોની બુક માત્ર પોસ્ટની અર્ધા આનાની ટીકીટ મોકલી મંગાવો.

## ઉત્તમ છાપ કામ

અમારા તરફથી બહારગામનું તેમજ અહીંનું છાપ-કામ ઘણુંજ સુંદર આકર્ષક અને સસ્તામાં કરાવી આપવામાં આવે છે. પ્રુફ વાંચવાની વ્યવસ્થા પણ અમારા તરફથી કરાવવામાં આવે છે. અમદાવાદમાં પણ અમે ઑફીસ રાખેલી હોવાથી તેમજ ખાસ છાપખાનાઓ સાથે સંબંધ હોવાથી ગ્રાહકોને સંપૂર્ણ સંતોષ આપી શકીએ છીએ એકવાર કામ પાડી ખાત્રી કરો.

બી. સી. ચોધરી, વડનગર (ગુજરાત)

### અમારાં પુસ્તકો મળવાનાં ઠેકાણા—

| | | |
|---|---|---|
| વડનગર | (ગુજરાત) | ભીખાભાઇ છોટાલાલ ચોધરી. |
| „ | „ | રણછોડલાલ પી. ત્રીવેદી |

અમદાવાદ ત્રણ દરવાજા મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

મુંબાઇ હુન્નરોદય બુક ડીપો બનીયન રોડ મુંબાઇ નં. ૯

ધોળકા—હંસાઇબાઈ કાલીદાસ પટેલ (મ્યુનીસીપાલ કાઉન્સીલર).

ધનવાન અને ગરીબ કહે છે કે,—વસુ વિના નર પશુ! તો—

વાંચો, **પૈસાદાર** ખરીદો.

આધુનિક માનવ પૈસા પાછળ પડ્યો છે. અહર્નિશ નાણાંની અને કેવળ પૈસો કેમ કરીને મેળવવો, ધનવાન કેમ થવું એ. નાના મોટા વિચાર સંકલના દરેક વ્યક્તિના મનને ઘેરી રહે છે. અમે એ તે ચિંતા દૂર કરવાનો સરળ ઉપાય યોજ્યો છે અને અમને પૂર્ણ આશા છે કે તે પ્રસિદ્ધ પામતું પુસ્તક લોકપ્રિય થઈજ પડશે, આત્મશ્લાઘા કરવી એ ઠીક નહિ. પરંતુ એટલું તો જણાવવું પડશે કે આ પુસ્તકનાં વ-ખાણ તમો જ્યારે તમારા હાથમાં આવશે ત્યારે ઘણુંજ ઓછાં લાગશે એ પુસ્તકમાં પૈસાનું મહત્વ. પૈસો કોને કહેવો, ધન અને અર્થ, ખરીદનું વેચાણ. કિંમતમાં ઘટાડો વધારો, ધનનો ઉત્પાદન કરવાનો રસ્તો, વાવેતર માટે જમીન કેવી જોઈએ, તેની પાછળ મહે-નત, શ્રમનો ઉપયોગ. પુંજી અને માગ સીદ્ધાંત, મુળ ધનનો ઉપયોગ કેવી રીતે કરવો, ધનના પેટા વિભાગ, તેમાંથી લાભ શી રીતે મેળ-વવો, લાભ કરવાની એક યુક્તિ, રાજકર, પગાર વધારવાનો ઉપાય અને એવા અનેકાનેક ઉપાય સૂચવેલા છે. આ ઉપર્યુક્ત પુસ્તક મે મહિનાની આખરમાં વગર વિલંબે બહાર પડશેજ. અગાઉથી ગ્રાહક માટે કિંમત રૂા. ૧—૦—૦ રાખવામાં આવ્યો છે. પાછળથી દોઢ રૂપિઓ. આજેજ લખો.

બી. સી. ચોધરી, વડનગર—(ગુજરાત)

# ભારતગાન !

હા ! કર્મવીર જે મૃત્યુનું કદી ધ્યાન પણ ધરતા નથી !
એ યુદ્ધ-વીર તો કાલથીયે જુસ કદી ડરતા નથી !
ને દાન-વીરો દેહ નિજ લોભનો કરતા નહીં !
રે ! ધર્મ-વીરો પ્રાણ ગતના મોહથી મરતા નહીં !
એ સૂર્યવંશી, ચંદ્રવંશી વીર કેવા'તા બલી !
એઓ મચાવે શત્રુદળમાં એકલા શું ખળભળી !
જો હોત ના એ ચક્રવર્તી ભૂપ દિગ્વીજયી અહીં–
શું હોત ભાર્ગ અશ્વમેધી રાજસૂય એ કદી ?
મોહે વિદેશી વીર સુણી વીરતાનાં ગાનને !
જે પર રચાયો ગ્રંથ રાસો તેમ રાજસ્થાન છે !
ગૌરવમયી ભારત હતું સર્વોપરિ સૌ જાણતું !
ભરપૂર સોનું રત્ન ને હીરા ઝવેરાતે મઢ્યું !
કે કે પ્રજા હિત માટ જેઓ સ્વસુખને ઉચ્છેદતા !
**શ્રીરામચંદ્ર** વચન સુણતાં જ, પ્રાણથી સીતા ત્યજ્યાં !
પિતા અનુજ્ઞા પાલને પુત્રો હતા જંગલ ગયાં !
રાજા પ્રજાના સુખમાં વળી પુત્રને ત્યજતા હતા !
ના, મદથી કાયર હતા: ના રાજ્યમાં તસ્કર હતા !
વ્યભિચારિણી ક્યાંથી મળે વ્યભિચારીઓ જ્યાં ના હતા.
અહિં સત્યવાદી ભૂપથી **હરિશ્ચંદ્ર**ની હારો થકી
કો' બતાવો વિશ્વમાં રાજા હતા આવા કદી !

**અંબાલાલ નરસિંહલાલ શાહ**
ઉંચરવાસવાળા.